ત્યાંથી તે દુષ્ટ પિશાચ મને ઘોર જંગલમાં લઇ ગયો, અને ત્યાં મારું સર્વસ્વ લુટી લઇ, મને જીવતાં જીવતાં જમીનમાં દાટી ચાલી ગયો હતો અને એવા અનેક અપરાધોને લીધે મારે આ સાતમો અવતાર લેવો પડયો છે, અને તમારા અનેક કર્મ બંધનોથી તમારે આ સાતમો અવતાર લેવો પડયો છે. તમારાથી આ જગતના સંસારમાંથી, અને શીલ વ્રત સ્ત્રીઓના ધર્મમાંથી ભ્રષ્ટ કરાવનાર, અને મારા તન મન અને ધનને લુટી મને જીવતા જીવતા જમીનમાં દાટી ચાલી જનાર તે નીચ માણસ બીજો કોઇ નહીં પણ આ કનકસેન મારો સાતમે અવતારે મને મળ્યો છે. તેનું વેર લેવા માટે મેં આ રૂપ ધારણ કરેલું છે.

તમે મારા સાતમા અવતારના સ્વામી હોવાનું મને જ્ઞાન થતાંજ, હું તમને વશ થઇને. તમારી આજ્ઞા પ્રમાણે વરતી તમારું કાર્ય કર્યું છે, કનકસેનનું મસ્તક છેદયા પછી, મારૂં મસ્તક પણ તારે હાથેજ છેદાશે, અને અમારા બંનેના મસ્તકો એકમેકનું વેર લેવા માટે એકમેકની સાથે પોતાનું જોર અજમાવતાં અજમાવતાં આકાશના વાદળામાં ભરાઇ જશે. ત્યાર પછી શું બનશે તે હું કહી શકવાને અસમર્થ છું.

અવધુત—ઓ મહાસુતની ! તેં જે જે શબ્દો કહ્યા છે, તે સત્ય કે અસત્ય છે તેમ કહેવાને હું સમર્થ નથી. અત્યાર સુધીમાં હું આ જગતમાં અનેક લોકોના સમાગમમાં આવતાં, મેં જે અનુભવ મેળવ્યો છે, તે અનુભવ ઉપરથી હું કહી શકું છું કે, પુર્વ જન્મના સંસ્કાર વગર માણસ કંઇ પણ કાર્ય કરી શકવાને સમર્થ થતો નથી, અને તે માણસના પુર્વ જન્મના સંસ્કાર વગર, તે માણસને દેવીશક્તિ પ્રસન્ન થઇને તેની ઇચ્છાઓ પુર્ણ કરતીએ નથી, માટે માણસોએ પુર્વ જન્મને સારૂં સત્યરૂપી ભાતું બાંધી લેવા માટે સદગુરૂને શરણે જવું.

ભાગવતસીંહ—અવધુત ! કનકસેનના આવા નાસ્તીકપણાને

ને તેમાં કુછંદી સંગીનો ત્યાગ કરાવવા માટે, તેની પ્રજાએ અને તેના બાપાતોએ બહુ બહુ કાલાવાલા કર્યા હતા. પણ તે મુર્ખ ન સમજતાં બાપાતોના ગરાસ લુટી લઇ, બાપાતોને ભીખ માગતા કર્યા હતા તેથી તેના બાપાતો હથીઆર બાંધી તેની સામે થયા, અને તેના પ્રધાનની પત્ની રમા, કે જેની સાથે આ કનકસેન પ્યારમાં પડયો હતો તે રમાનું હરણ કરી ગયા. પણ આ પાપીની આંખ ઉઘડી નહીં તેના કહેવાથીજ અને તેની શીખવણીથીજ કરણસીંહે, મારી ઉપર સીતમ ગુજારવાને બાકી રાખી ન્હોતી. માટે ઓ અબધુત ! જેવી રીતે દુષ્ટ કરણસીંહને તમે શીક્ષા કરી છે, તેવીજ રીતે આ કનકસેનને શીક્ષા કરશો તોજ કળાધર જાદુગરનો. અને તેની જાદુઇ સત્તાનો નાશ થશે. નહીં તો કદી પણ થવાનો નથી. જો કનકસેનને, કળાધરને પોતાની નગરીમાં પેસવા દીધો ન હતો, તેને રાજના ખર્ચથી મ્હોટી મ્હોટી જાદુઈ ગુફાઓ બાંધી દીધી ન હોત, તેને પોતાના બળની સહાયતા કરી ન હોત તો શું કળાધર જાદુગર આટલો બધો સમર્થ થઇ અનેક નિર્દોષ, બાળાઓને અને અનેક મર્યાદાશીળ પુરૂષોને પકડી પકડી પોતાની ગુફામાં કેદ કરી, પોતાની દુષ્ટ કામના પુર્ણ કરવાને શક્તિમાન થઇ શકત. કળાધરે પોતાની જાદુઇ બળથી કનકાવતીને એવી રીતે ચાતરફથી ઘેરી સંધેલી છે કે જેથી કોઇપણ બળવાન રાજા કનકાવતીની ઉપર પોતાના બળનો ઉપયોગ કરી શકતો ન્હોતો. ઘણાક રાજાઓ આવી પોતાના બળનો પ્રયોગ અજમાવી શરમાઇ પાછા ચાલી ગયા છે, તેનો અંત આણવા માટે, અને સર્વને જે ભય પેઠો છે તે ભયનો, તે દુઃખનો નાશ કરવાનો સમય આજ છે, તે સમયને હવે તમે નિરર્થક ગણીને જવા દેશો નહીં. અને દુઃખ થતાં અને ભય પામેલાઓના અંતઃકરણનો ખરો આશીરવાદ લેવાનો ખરો સમય આજ છે, તે સમયને તમે

કુળને ગણી ગુમાવશો નહીં આ કરવાથી જ તમારો સર્વત્ર જય થશે. તમારા વખાણ થશે, તમારા ઉપર સર્વનો પ્રેમ બંધાશે અને ઘેર ઘેર અને ઠેર ઠેર દેવ રૂપે આપ પુજાશો, માટે ઝટ આ નીચ રાક્ષસને જમપુરીમાં પહોંચાડી દો.

મહાભુતની—દુરાગ્રહી બોલ! મોતને પ્રીય ગણે છે કે ક્ષમાને પ્રીય ગણે છે! નીચ નાલાયક! સુખની ઇચ્છા રાખે છે કે નરક યાત્રા કરવા જવાની ઇચ્છા રાખે છે?

કનકસેન—હા! હા!! હું પાપી! હું રાક્ષસ! તમો કહો તે હું છું, તમે જે ઉપમા આપો તે દુષ્ટ ઉપમા લાયક માને હું છું, હું છું, પણ ઇચ્છા મોતની, પણ તેની સાથે તમારા રૂધીરનો એક એક પ્યાલો પીવાની પણ ઇચ્છા છે, પણ તે ઇચ્છા પુર્ણ કર્યા શીવાય આ શરીરમાં ઘર કરી બેઠેલા મહા દુષ્ટાચારી જીવ કદી પણ પોતાના ઘરનો ત્યાગ કરનાર નથી, હા!! હું સારી પેઠે સમજું છું કે, તમે પાપીઓ નથી, પણ મહાત્માઓ છો ધર્મધુરંધર રાજાઓ છો પણ કેવા અંતરથી કાળા અને બહારથી ઉજળા, લોકોને બતાવવા માટેજ પણ તમારો ખરો હેતુ શું છે તે જગતના લોકો જાણતા નથી, તેઓ તો માત્ર તમને દેવ સમાન ગણે છે પણ હું દેવ સમાન ગણનાર નથી. મારો અને મારી નગરીનો નાશ અને રમાનું હરણ કરવાથી વીલાસ સુંદરી તમારા હાથમાં આવવાની નથી. વીલાસ સુંદરીના પગ કેવા છે, તેની આંખ કેવી છે, તેનું મ્હોડું કેવું છે. તે કેવી સ્વરૂપવાન છે, તે તમારા આ અવતારમાં તો શું પણ હવે પછી પણ જો તમે બીજા સાત અવતાર ધારણ કરશો તોપણ, તે તમારા જોવામાં આવનાર નથી?

કામભુત—ઓ નીચ! ઓ બુધ્ધિહીણ! હું વીલાસ સુંદરી ઉપર

મોહીત પડીને વીલાસસુંદરીને શોધવા માટે નીકળ્યો નથી પણ વીલાસ સુંદરી જેવી બીજી બાળાઓના ધર્મનું સંરક્ષણ કરવા માટેજ તમારા જેવા પાપીઓનો નાશ કરવાને અર્થે નીકળ્યો છું તેને લીધેજ મારે જાસુસ ચોળી છે; તેને લીધે આ દેહને દુઃખ દેવું પડે છે. તેને લીધે એવા રાક્ષસોના સમાગમમાં આવવું પડ્યું છે.

મહાભુતની—હા ! હા ?? સ્વાર્થ ??? પણ તેના આપ સ્વાર્થ સાથે પરમાર્થ સમાયેલો છે, તે તું ક્યાં જાણે છે ?

અદ્ભુત—મુર્ખ લોકો પરમાર્થી પુરૂષોનું ખરૂં સ્વરૂપ જાણી શકતા ન હોવાથીજ, તેની સામે શીયાળવાની પેઠે ભસ્મ કરે છે, મુંડા મજીઠનો ભાવ શું જાણે, ખાખરાની ખાચકોલી સાકરનો સ્વાદ શું જાણે; એ કામાંધ રાજા જો કળાધરમાં વેર લેવાની શક્તી હોત તો કરણસીંહના મસ્તકને મહાભુતનીને સ્વાધીન કરી કદી પણ ભાગી જાત નહીં પણ એ ક્રુર પશુ, પહેલાં મુળ કાપ્યા વગર છોડનો નાશ થતો નથી; જેમ તારા પાપે તારા રાજનો નાશ કરાવ્યો છે તેમ તેનું પાપ તનો નાશ મોડે વહેલે કરાવ્યા વગર રહેનારજ નથી.

કનકસેન—હા ! હા ? ! પાપ ? ખચિત મહા પપ ??? મેં અને કાળાધરે કરેલુ છે, તે જગત જાણે છે તેમાં તમે નવાઇ જેવું શું કહ્યું: હું પાપી છું તે પાપીને તેના પાપની શીક્ષા કરવાને તમે હવે કેમ ઢીલ કરો છો.

અદ્ભુત—આંહ ? એમ છે. તો પછી અહીંયાં વાર નથી. ધર્મોની દુર્જનોને ખાતર તું તારા અગણીત પાપોનો પસ્તાવો કરી સરજનહારના ક્ષમા માગી શકે તેટલા સારૂજ ઢીલ રાખી છે છતાં તું તારા પાપનો પસ્તાવો ન કરતાં વધુ પાપનો ભારો બાંધવાને ઉન્માદ બન્યો છે.

કનકનસેન—હવે ક્ષમા કેવી ? હવે પાપનો પસ્તાવો કેવો ?

કનકસેન—તારા જેવી હજારો મહાભૂતણીઓ પોતાનાં હાથમાં હજારો નરવીરો પકડી મારા શરીરનાં રાઈ રાઈ જેટલાં ટુકડાં કેમ કરી નાખતીઓ નથી, પણ કાળાધરની ગુફાઓ બતાવીશ નહીં તું તારા જેવા અંતઃકરણથી હમણાં મારી સાથે વર્તે છે તે હું સારી પેઠે સમજું છું, પણ તે અદ્ભુત સમજતો નથી, તે પણ વખત જતાં સમજશે.

મહાભૂતની—નહીં બતાવીશ. આ તરવાર બતાવશે માટે તારૂં અધમપણું મુકી દે. તું મારે મારે અબધુત ગમે તેવી રીતે સમજાવીને. છુટકી જવાની ઇચ્છા રાખનાર કામાંધ રાજા તને અબધુત મુકી દેશે પણ હું તો તને મુકનાર નથી.

કનકસેન—જો તું તારી તહવારની શક્તી ઉપર થઇ-થઇ નાચી રહી હોતો, પછી તરવારને કેમ અજમાવતી નથી. જા તારી તરવાર કાળાધ ની ગુફા બતાવશે.

અબધુત—ભગવતસીંહ ! હવે તમે શું જુઓ છો, તમારી સન્મુખ ઉભેલા ચંડાળને તમારી તેજી તરવારથી ઉડાડી મુકો.

અબધુતનો હુકમ થતાંજ ભગવતસીંહે ઝટ મ્યાનમાંથી તરવાર ખેંચને કનકસેનનું મસ્તક ઉડાડી નાખ્યું મસ્તક ઉડતાની સાથે મસ્તક રજસ્થંભની ઉપર જઇ ચોટયું અને ખડખડ હસવા લાગ્યું.

આ સમયે કનકસેનનું મસ્તક ખુબ ખડખડ હસવાથી તે માટે અબધુતને શંકા થવાથી અબધુને મહાભૂતનીને પુછ્યું કે, અહો મહાભૂતની આ મસ્તક હસીને શું દર્શાવે છે ?

મહાભૂતની—હવે પછી તમારી માથે આવી પડનારા મહા ભયંકર પરિણામની અગમચેતી.

અબધુત—તે કોના તરફની મહા ભયંકર પરિણામ નિપજવાની અગમચેતી છે તે કહી શકવામાં તું સમર્થ છો ?

મહાભુતની—ઓ ચતુર અબધુત ! હવે તે જાણી શકવા જેવો ગુહ્ય સબબ રહ્યો જ નથી. માત્ર સાવધ રહેવાનીજ જરૂર છે, ચેત ચેત ચેત હેતી હું કે અબ તેરા નાશ કરનેવાલા બડા દૈત્ય આતા હૈ.

એટલામાં ધરતી ધ્રુજવા લાગી, ધરતીના ધણધણાટથી સૂર્યનું તેજ ઝાંખું પડતું ગયું આકાશ શ્યામવર્ણું બનતું ગયું ને નિશિઆકા-રમાં સર્વે દિશાઓ અંધકારથી ઘેરાઇ ગઇ, મેઘનાદે ગર્જના કરવાથી આકાશ ફાડી વીજળી બહાર નીકળી જવા લાગી, તેની સાથે પવને પણ પોતાની સત્તાને અજમાવવાને બાકી રાખી નહીં આ પ્રલયકાળ જેવો સમો જોઇને, અબધુતે ફરીને મહાભૂતનીને પુછ્યું કે, ઓ ભૂતની; આ સ્યો પ્રકાર છે ?

મહાભુતની—પૃથ્વી પાપનો ભાર ઝીલી ન શકવાથી, કંપી ઉઠી છે. અને તેના પડછાયે આકાશને ઘેરી લેવાથી, મેઘનાથ ! ચપલા અને સમીર સર્વ કોપાયમાન થઇ ગયા છે.

અબધુત—એતો મહા ગંભીરતની વાત કહેવાય ! આ પાપનો ભાર પૃથ્વી ઉપર કેમ ઓછો કરી શકાય, તેનો તું ઉપાય જાણતી હોઇશ?

મહાભુતની—તેટલી શક્તી હું ધરાવતી નથી, એટલે આ ભાર શું એ કુદરતનો ખેલ છે, તે કુદરતજ જાણી શકે, આપણાથી શું થઇ શકે એમ છે. જે થયું તે જોયું, અને હવે પછી શું થાય છે તેજ માત્ર જોવાનું છે.

ધરતીના ધણધણાટથી, પવનના સપાટાથી, કંઇક પહાડો કંઇક વૃક્ષો તુટી પડી જમીનમાં ગરક થવા લાગ્યા. પશુ પક્ષીઓ પોતાના નિવાસ સ્થાનથી ભ્રષ્ટ થઇ ભયની ચીસો નાંખતાં પોતના આયુ બચાવવાને પ્રયત્ન કરી રહ્યા હતા, પણ તેઓનો તે પ્રયત્ન વ્યર્થ જવાથી જય હરી ! જય હરી તારા બાળકોની રક્ષા કર. મારે આવી

નથી, મસ્તક કેમ હગે છે તે હસતાં હસતાં શું સુચવે છે છે. તેની કલ્પના કરવાથી હું કહી શકવાને સમર્થ થયો છું કે ઓ અબધુત જેવી મારી દશા થઇ છે તેવી રંત જાા હું જાણી દશા થશે તે હસુંનું. ઓભુતની દૈત્યની દુનની જાદુના પુતળી આ મારી કલ્પનામાં તને કંઇ અસત્ય જેવું લાગે છે?

તારી મયીક જાળને ફેલાવેલી તો નથી તારી ફેલાવેલી જાળના ટુકડે ટુકડા કરી નાખનાર આ મસ્તક છે, તે મસ્તકને પુછવાથી તે શું ખોટું કહેશે. નહી કહે હવે એનો એમાં શું સ્વર્થ રહ્યો છે, તે દુનિયાની જંજાળની સાંકળમથી છુટી પોતાની ગતી કરવા માટેજ હસે છે, ગતી કરનારને શોધે છે, એમ હું માનુછું અને તેની ખાત્રી કરવા માટે હું તેને હવે પુછુંછું તે તું સાંભળ (મસ્તક તરફ આંગળી રાખીને) ઓ મસ્તક તારી ગતી કરવાની જો તું ઇચ્છા રાખતું હો અને તારા પાપનું નિવારણ કરાવવાનું અને પીતૃઓના શાપથી મુકત થવાની ઇચ્છા રાખતું હોય તો તું સત્યજ કહેજે તારા છેવટના સત્યથી, તારૂં તારણ થશે, અને તે તારણથી તારી સર્વ દુષ્ટ વાસનાનો પણ નાશ થશે, આ મારો તને આશીર્વાદ છે. માટે સાચુ બોલ?

તે તારો ઉચિત ઉદ્ધાર કરશે. તું જગતનિયંતાના કોપથી ડરજે પણ મારા અને આ મહાભુતનના કોપથી તું જરા પણ ડરીશ માં હવે તારે ડરવાનું નથી, પણ વરવાનું છે, પ્રભુને મેળવવાનું છે, માટે સત્ય હોય તેટલુંજ કહેજે.

મસ્તક—ઓ અબધુત! અત્યાર સુધી હું તને મુર્ખ, પરાધીન અને પારકી શક્તીના આધાર ઉપર જીવન ગાળનાર અને દૈત્યોની ઇચ્છાનુસાર વર્તે છે, એવું હું સમજતો, તારૂં મસ્તક પણ છેદીને આ ખપરીઓની ઉપર આણી મારી આગળ મોકલી તેથી હું નાચતું હતું—

પણ નહી. હવે મારી ખાત્રી થઇ છે કે, તું પક્કો ધૈર્યવાન સત્ય અને અસત્યની પરિક્ષા કરનાર સંતપુરૂષ છે, જો તું દીર્ઘદ્રષ્ટી અને ધટબુદ્ધિવાળો ન હોય તો તું મને હસવાનું ખરૂં કારણ પુછવાને કદી પણ ભાગ્યશાળી થઇ શકત નહી. અને મારા ઋણમાંથી મુક્ત થવા માટે હું મારા હસવાનું કારણ, હું તને કદી પણ કહી શકત નહી. આ ઉપરથી હું સીદ્ધ કરી શકું છું કે તારી ઉપર કોઇ અલૌકીક દૈવી શક્તીનો હાથ છે. તે આ મહાજુનની પણ જાણી શકી નથી. તે જાણી શકે તેટલી તેનામાં શક્તીજ નથી. માત્ર તેનામાં અસુર માયા ઉત્પન્ન કરવાની શક્તી છે, અને તે શક્તી વડે જગતને ત્રાસ ત્રાસ પોકરાવી રહી છે. હવે તેનો અંત નજદીક આવી ચુકો છે, અને તે સારી પેઠે જાણે છે. પણ મારા મસ્તકની પેઠે તેનું મસ્તક તમારા હાથ વડે છેદાય અને તે મારી આંખ જોઇ શકે એવી ઇચ્છા થી, અને મારી વીવાણી શક્તીથી હું આ હાસ્યમાં બોલી શકું છું. અહા ! આ મહજુતની દૈત્યની દુતની પોતાનું દુષ્ટ કર્મ કરવા જતાં પોતે સપડાઇ ગયેલી છે. અહા આ મહાજુતની પોતાની જાદુઇ રૂપી સકળમાં તમને ફસાવવા જતાં પોતે ફસાઇ ગઇ છે. તે જોઇ મને બહુ હસવું આવે છે, મારા હસવાથી મહાજુનનીનાં કલેજાનાં કટકા થઇ જાય છે. આહા, આ મહા સંત પરમાર્થ પુરૂષ તમારો ભોગ લેવા માટેજ. આ મહાજુનનાએ પોતાની અસુરી માયાને ફેલાવેલી છે. આ મહાજુતની તમારી થઇ, મને નહાય કરનાર કમધર જાદુગર અને કરણસીંહને મારવા માટે આ રણસ્થંભ રોપ્યો નથી ? પણ જેનું વર્ણન કરી ન શકયા તેવા બે શક્તીઓ માટેજ આ રણસ્થંભ રોપવામાં આવેલો છે.

અબદ્ભુત—(અ ધર્વ વદને) ઓ મસ્તક; તું પણ કંઇક અદ્ભુત શક્તી ધરાવે છે. તારી આ વિચિત્ર વાત સાંભળી તને તે જા-

જોવાનો ઘણો લોભ થયો છે. તેથી હું તને પુછું છું કે તે બે વ્યક્તીઓ કોણ ક્યાંથી શા માટે ક્યારે અહીં આવશે, આવ્યા પછી તે બે વ્યક્તીઓ શું કરશે કોણ કેવી રીતે તે બે વ્યક્તીઓનાં મસ્તકો કાપશે તે તું જાણે છે.

માટે હું તને ઇશ્વરનાં સપથ આપીને કહું છું કે એ બે વ્યક્તીઓ સંબંધી જેટલું તું જાણતું હોય તેટલુંજ કહેજે. પણ અસત્ય કહી મને ભ્રમિત બનાવીશજ નહીં.

મસ્તક—ઓ અબધુત યદ્ય મને ઇશ્વરના સપથ આપીને જે સત્ય હોય તે કહેવાને ફરજ પાડી છે, તે ફરજ અદા કરવી કીંવા ન કરવા, તે માટે હું મુદ્દલ બંધાયેલ નથી છતાં હું જાણું છું કે તેટલું કહીશ, પણ તે કહેવાથી મહા અનર્થ થશે તો પછી તમે શું કરશો.

અબધુત—ઓ મસ્તક? હું નથી મુર્ખ કે નથી બાળક! હું બીકણ નથ કે નથી બલહીણ? પણ હું સાહસ કર્મ કરનારો પુરૂષ છું સત્યનો શોધક છું. અસત્યને જાણનાર છું માટે ઓ મસ્તક! હુ તને સ્પષ્ટ રીતે કહુ છું કે તે વ્યક્તીઓનું વૃત્તાંત સાંભળવાથી મને કાંઇ પણ હાની થનાર નથી. બોલ જે વ્યક્તીઓ અહીં આવનાર છે તે નર કે નારીઓ છે!

મસ્તક—તે નારીઓ છે.

અબધુત—તે કુંવારીઓ છે કે પરણેલીઓ છે!

મસ્તક—તે બંને કુંવારીઓ છે.

અબધુત—તે ક્યા ક્યા દેશના ક્યા ક્યા ચઢતા ઉતરતા રાજાઓની, કઇ કઇ કન્યાઓ છે, તે અને તેણીઓ પોતાનાં ક્યા ક્યા નામથી પોતાના વંશને દીપાવે છે!

મસ્તક—તે હું જાણતી નથી, પણ કરણુસીંહનું મસ્તક જાણે છે.

અબધુત—તે વે કરણુસીહના મસ્તકને તો મહાભુતની ગળી ગઇ છે. તો તે મસ્તકના જવાબની આશા કેમ રખાય!

મસ્તક—ગળી જવાથી મસ્તકનો નાશ થયો નથી. પણ તેના પેટના મધ્ય ભાગમાં જેવું હતું તેવુજ શકતીવાળું સજીવન બેઠેલું છે.

અબધુત—અહ! શું તું તે ખરૂં કહે છે!

મસ્તક—તો શું હું ખોટું કહું છું.

મહાભુતની —અરે કદી કે પોની દાઢની ચવાઇ ગયેલી વસ્તુઓ બચતીએ હશે કે શું શું કામ જુઠું બોલી અબધુતને અધીન બનાવે છે!

અબધુત—નહીં, તે જુઠું બોલતું નથી. પણ કરણુસીંહના મસ્તકથી તને અને તારા દંપતિ મન્મથને કઇક હાની થવા ! સબબથી તૂં કરણુસીંહનું મસ્તક ગળી ગઇ છે. પણ તે મસ્તક તારી દાઢથી ચવાઇ જાય એમ હું માનતો નથી.

મસ્તક—ઓ અબધુત તમે જેમ કહો છો તેમજ છે.

અબધુત—તો તે મસ્તક મને કેવી રીતે જવાબ દઇ શકશે? તેનું તું ખરૂં કારણ મને બતાવી શકીશ!

મસ્તક—ઓ અબધુત જો તમે મારા બતાવેલાં કારણો મુજબ વર્તવાને તત્પર થશો તો હું તે કારણ અવશ્ય બતાવીશ.

અબધુત—બતાવ! ઝટ બતાવ! ખચિત્ત તે પ્રમાણે વર્તવાને હું તૈયાર છું.

મસ્તક—ઓ અબધુત, જો તમે કરણુસીંહના ધડને સ્વપ્ને અહીંથી ઉપાડીને, વીરપુરના કીલ્લાના દરવાજાના જમણી બાજુએ આવેલા એક મ્હોટા ગોખ આગળ સુવાડવાની અને ત્યાર પછી કરણુસીંહનું મસ્તક પોતાનાં ધડ સાથે ચોંટી ગયા પછી તના શબને તમે

અગ્નીસંસ્કાર કરવાની પ્રતિજ્ઞા લેશો તો કરણસીંહના મસ્તકને તમે જે કાંઇ પુછશો તેનો તે સંપુર્ણ રીતે ઉત્તર આપ્યા વિના રહેનાર નથી. એજ એનું ખરૂં કારણ છે.

અભધુત—ઓ મસ્તક; તારા કહેવાથી કરણસીંહના મસ્તકની ખરી હકીકત જાણવાને માટે હું ઇશ્વરની સમીપ ઉભો રહીને પ્રતિજ્ઞા પુર્વક કહું છુ કે ઓ કરણસીહના મસ્તક, તું જા મહાજુતનીનુ મહોં ફાડી તેના મુખની વચ્ચે રહીને હું પુછું તે જો તું ખરેખર મને કહીશ તો હું તારા શબનો મારા સ્વહસ્તે અગ્નીસંસ્કાર કરીશ અને જો હું ન કરૂં તો તારા શબની પેઠે મારૂં શબ અગ્નીસંસ્કાર વગર રઝળશે.

અભધુતની આ પ્રતિજ્ઞા સાંભળતાંજ કરણસીહનું મસ્તક મહાજુતનીના મુખ રૂપી ગુફાની વચ્ચે આવીને બોલ્યું કે: અહો અભક્રાન ફઇને સાંભળ હું કહું છું તે જે કાંઇ તું મને પુછે તેનો પ્રથમથીજ વીચાર કરીને પુછજે. વગર વિચાર્યું અને મને કહેવા લાયકનું નહી હશે તે તું જો મને પુછીશ તો હું હરગીજ તેનો ઉત્તર આપનાર નથી.

અભધુત—તે માટે તું નિશંક રહેજે? આ રણસ્થંભ કોના માટે રોપવામા આવેલો છે.

કરણસીહનું મસ્તક—હવે પછી આ અસુરી ભુમિ ઉપર જે બે વ્યક્તીઓ આવનાર છે. તેનો નાશ કરવાને માટે આ રણસ્થંભ રોપવામાં મહાજુતની અને તેના હહેતા પતિ મન્મથે જબરું ગોઠું ખાઇ ગયા છે. શું મારા મુખથી કઇ પણ વાત બહાર નિકળે નહી અને ઓ અભધુત તેથી તું સાવધ થઇ હેત્યોની અસુર માળાથી કંપી ન જાય. તેથી આ મહાજુતની મારા મસ્તકને ગળી ગઇ હતી. પણ મહાજુતની જાણતી નથી. કે તે આવનાર વ્યક્તીઓનો ભોગ લેવાને

જહાંથી તમારા દૈત્યોની કોમનો ભાગ આ રણુસ્થંભને આપવો પડશે તેની હદો મને ચાવી શકી નથી. અને હવે પછી પણ મને ચાવી શકનાર નથી.

અદ્ભુત—તે બાકતીઓનાં નામ શું છે? તે કયા કયા દેશના ક્યા ક્યા રાજાઓની બાળાઓ છે. તે તું મને કહે.

અસ્તક—તે હું કહેનાર નથી. પણ એટલું તો કહીશ કે જ્યારે તું તારા દેશને નવ ગજના નમસ્કાર કરી. તારા દેશનાં દરવાજાની બહાર નિકળ્યો હતો તે વખતે કે પ્રાણદાન જે બાળાને પણ દાન દઇને, તે બાળાને તેને ઘેર મુકી તું જ્યારે તારે માર્ગે પડવાને તૈયાર થયો હતો ત્યારે તે બાળા તારા સાથે આવવાને તૈયાર થ- હતી. તે વખતે તું તેને તારી સાથે લઇ ન જતાં તેને તેં એમ કહ્યું હતું કે તું જો મને તારો કરી રાખવો હોય તો હું જ્યાં જઉં છું. ત્યાં આવીને મને શોધી લેજે. એટલું કહી તું તારે રસ્તો પડયો હતો, બોલ હવે તું તે બાળાને ઓળખે છે. તારા અંતઃકરણમાં વસેલી છે. તેનું તને કદી પણ સ્મર્ણ થયું છે. હું કહું છું કે વિલાસ સુંદરીની ચોટ તારા ચિત્તમાં ચોટવાથી તું તે બાળાને ભુલી ગયો છે. પણ તે બાળા તને ભુલી ગઇ નથી તને પોતાનો કરી રાખવા માટે પોતાના હૃદય-રૂપી સ્થાન ઉપર બેસાડી નિરંજન રૂપે પુજન કરવા માટે તને તે શોધવા નિકળી છે. તારા કરતાં તે બાળાએ અધિક દુઃખ સહન કરી, દેવી શક્તિને રીઝવી છે. તે દૈવીક શક્તીની સહાયથી તને હવે પછી અલૌકીક સુખ પ્રાપ્ત થાય તે અર્થે તે એક મહાત્માની સેવા કરવા માટે નિકળી છે.

કનકાવતીને સોઆડે આવતાં તેને ભાન આવ્યું કે મારો વ્હાલો ગુણનીધિ માગધ દેશના જાદુગરનો જાદુઇ કીલ્લો તોડી વીલાસ સુંદરીને

જાધર જાદુગરના હાથમાંથી મુક્ત કરવા માટે કનકાવતી ગયો છે. તે નકાવતામાં મારા પ્રાણનાથ ગુણનીધિનું શું થયું હશે તે જાણવા માટે અહીં આવે છે.

અબધુત—આવ્યા પછી તે શું કરશે?

મસ્તક—કજાધર અને મન્થ દૈત્યની કૃતિથી જે માયા ઉત્પન્ન થશે તે માયાથી તમે બંને જણ કાંસાના પુતળા બની જશો. તે કાંસાના પૂતળા જોતાંજ, તે પોતાના મનમાં સમજી જશે કે આ બેમાંથી એક પુતળું મારા પ્રાણનાથ ગુણનીધિનું અને બીજું પુતળું તેના કોઇ એક સાથીનું છે. તે જોતાંનીવાર તે બાળા, બંનેની ફેલાયેલી માયાને પોતાની શકતીથી મન્મથ દૈત્યને, અને તેની તમામ ફોજને નાશ કરી, તેની તે માયામાંથી તમને મુક્ત કરશે. તમે તમારા અસલ સ્વરૂપમાં આવતાંજ, તે બંને બાળાઓને તમે નહીં જોઇ શકો તેવી રીતે તે બાળાઓ અદ્રશ્ય થઇ જશે.

અબધુત—ઓ કરણસીંહના મસ્તક! તું જે હમણાં અગમ નિગમની વાતો કરે છે, તે વાતોની મને કેમ ખાત્રી થાય કે તે બાળા મને શોધવા નિકળેલી છે, અને મારે માટે દુઃખ સહન કરી શકતીને રીબવી છે. અને તેજ બાળા પોતાના પ્રાણ મને અર્પણ કરી ચુકી છે. કાંસાના આકારમાં બદલાઇ ગયેલું શરીર મારૂંજ છે, એમ ઓળખી કાઢીને મન્મથ નામના દૈત્યોની ફેલાયેલી માયાનો અને તેનો નાશ કરશે.

મસ્તક—જ્યારે મારૂં મસ્તક મહાભુવનીનાં પેટમાંથી નિકળીને મારા ધડ સાથે ચોંટી જશે, તે વખતે મારૂં અડધું શરીર પોતાની મેળે જમીનથી ઉંચુ જઇ ગોખની અંદર રહેશે, અને બાકીનું શરીર, બાકિ શરીરનો ઉભો ભાગ જમીનપર રહેશે. ગોખમાં રહેલા શરી-

રનાં ભાગ ઉપર તું જો તારા અસલ સ્વરૂપમાં ઉભો અને જો તો, તે તારી પ્રાણ પ્રીયા ખરી છે, અને તેને માટે મેં જે હમણાં જે વાત કહી છે તે પણ ખરી છે. એમ માન અને તું તેમ ન જો તો મે જે વાત કહી છે ને બધી ખોટી છે. અને તેની શીક્ષાં બદલ મારા શરીરને તું જો અગ્ની સંસ્કાર નહી કરે તો તને ઇશ્વરના સમ છે.

અબધુત—(આશ્ચર્ય થઇને) ગોખની અંદર તારા ખડખા શરીર ઉપર હુ ઉભો રહેવાથી તને શો લાભ થશે.

મસ્તક—ઓ અબધુત! પ્રાણને જે પોતાના પ્રાણ અર્પણ કરી ચુકેલી છે, જેને તું પ્રીય છે, અને તે પ્રેમી તે પોતાનાં પ્રાણથી વિ-ખુટા પડેલા પ્રાણને શોધવા માટે નીકળેલી, મંતનીના પવિત્ર હાથનો તને સ્પર્શ થશે, તેના તે સ્પર્શથી અને તારા સ્પર્શથી મારો ઉદ્ધાર થશે. બસ હવે હું મારી જગાએ જઇને બેસું છું. અને કનકસેનનું મ-સ્તક જેમ તને કહે તે પ્રમાણે કરવાને તત્પર થાય. એટલું કહેતાની સાથે કરણસીંહનું મસ્તક પાછું મહાજુતનીનાં પેટમા ઉતારી ગયું.

કનકસેનનું મસ્તક—કેમ મહાજુતની! કરણસીંહના મસ્તકે જે દાંધ કહ્યું છે તે સત્ય છે કે, અસત્ય છે હવે તારા મન્મથ દૈત્યની કાલમરદાની તોપ આ સંતપુરૂષને, અને આ ભગવતસીંહને કંઇ કરી શકનાર નથી. જા પાપણી! જા! ધોબારી! તારો પણ અંત આવી ચુકયો છે, હવે વીચાર શું કરે છે? તારા મસ્તકનીજ માત્ર રાહ જોઉં છું.

અબધુત—મસ્તક! તારી વાણી સત્કાર કરવા જેવી છે, તારી વાણી સંત પુરૂષોના સત્કાર્યને વીજય દેનારી છે. તારી સત્ય વાણીને ગંગાના જળ સમાન ગણી મારા મસ્તકે ચડાવું છું, છતાં તું જરા શાંત થા, અને શાંતથી જો! મહાજુતની પોતાની કાંરમીક માયાને કયાં સુધી ટકાવી શકે છે? તે જોયા પછી તેનો હું અવસ્ય નાશ કરીશ.

આ શબ્દોથી મહાસુતની મહા ક્રોધાયમાન થઇ જઇને, પોતાના ખડગને હાથમાં લઇને મસ્તકના મોઢા ઉપર મારીને કહ્યું કે, આ ખડગ ! પ્રાણનાશક ખડગ ! તારા પાથી આ મસ્તાને ત્વરાથી નાશ કરી નાખ ! જેના ટુકડાં પક્ષીઓ પણ ખાઇ ન શકે તેવી રીતે તેના કકડાં કરી, તેને તારી અગ્નિથી બાળી ભસ્મ કરી નાખ ! એટલું કહેવાની સાથે પોતાનાં ખડગને મસ્તકના મોંઢા ઉપર જેવું મારવા જાય છે, તે જોઇને અગડુતે મહાસુતનીનો હાથ પકડી લઇને. કહ્યું કે, બસ કર ! દુરાચરણી બસ કર ! નીમકહરામ બસ કર ! વચનભંગી બસ કર ! તારી કરણીના ફળ ચાખવાનો તારો સમય આવ્યો છે તે સમયને આધીન થા તારા પાપે તને ફસાવી છે, માટે બસ કર ! કહું છું કે બસ કર ! તારૂં ખડગ મસ્તકના કકડા કરી ભષ્મ ન કરતાં તારા જ મસ્તકને ઉરાડી નાખશે માટે ચેત ! તારો કાળ તને ચેતાવે છે તો પણ તું ચેતતી નથી.

મહાસુતની—ઓ નીચ ! તારૂં મુખ બંધ કર. તું મારી સાથે મુદ્દા વાત કરવા લાયક નથી, તું કોણ ! એક રખડતો રઝળતો ભિખારી બાવો ?

તારે વિલાસ સુંદરીનું સુખ મેળવવાને તત્પર થયો ! સાધુ વિલાસી નહ‍ંતો વિલાસ ભોગવવો હોય તો તારે માટે નર્ક તૈયાર છે, પણ વિલાસ સુંદરીના સુખનો વિલાસ ભોગવવો મહા દુર્લભ છે, તે ભોગવવા લાયક તું નથી. જેનામાં હજારો હાથ જેટલું બળ હશે, જેનામાં અથાગ શક્તિ હશે અને જેનાથી જગત ભય પામતું હશે તેજ વીલાસ સુંદરીના સુખનો લ્હાવો લેશે.

તારૂં શું ગજુ છે તેનો તું તોલ કરી શક્યો નથી, તેનો તું વિચાર કરી શક્યો નથી. પણ તું કરેજ કેમ ? તારૂં કીસ્મત તારી

વીરૂદ્ધ છે, તે તારા કીસ્મતે તને અહીં સુધી પકડી આણ્યો છે, જે મારા ચરણની રજ ઉપાડી તારા મસ્તક ઉપર ચોર! હું તારા સર્વ અપરાધને ક્ષમા કરીશ.

અબધુત—હા? હા!? હવે મારી પુર્ણ ખાત્રી થઇ ચુકી છે કે, આ ભુમિ કેવળ દેત્યોથીજ વસેલી છે.

તેમાં તો હવે કંઇ શક રહ્યો નથી. મારા શકને દુર કરનાર અને મરતકની વાતને સત્ય ઠરાવનાર ઓ દુરાચારણી, ઓ મહા પાપાણી? મહાભુતની તુંજ છે? તેથી હું તારો ઉપકારજ માનીશ.

મેં તને એકવાર તે ગુફામાં પ્રાણદાન દીધું છ, તેથી મારા હાથને અપવિત્ર કરવાને સંકોચાઉ છું, પણ તે પ્રેમ મૂર્તિ સંકોચાશે નહીં, તે તો અવશ્ય તારા અપરાધ બદલ તને શીક્ષા કર્યા વગર રહેનારજ નથી.

ઓ નિર્લજ! બેશરમ દેવા કુરેલ મહાભુતની? ઇશ્વરની અલૌકીક લીલાની નીંદા કરનાર, અને તેના ભાવીક ભકતોની નીતિને ભ્રષ્ટ કરનાર, ભ્રષ્ટચારીણી હું મારા આપ સ્વાર્થને માટે, કે વિલાસ સુંદરીના સુખના વીલાસ માટે, બાવો બન્યો નથી. પણ નિર્દોષોનો ભોગ લેનારા તમારા જેવા દેત્યોનો નાશ કરવા માટેજ આ અબધુતનો ભેખ લીધો છે, બાવો નથી પણ ક્ષત્રી છું.

તમે ભુમિને ભારરૂપ છો, નિર્દોષોના દુ:ખરૂપ છો, તેનો નાશ કરવો એજ ખરા ક્ષત્રીઓનો ખરો ધર્મ છે, માટે ઓ રાક્ષણી! તારા દૈત્યને તારા દૈત્યની ફોજને સત્વર બોલાવ! તારી માયાના અપુર્વ પ્રયોગને અજમાવ? કેમ ઉભી છે! શું જુવે છે? તારી પાપી આંખને એકદમ બંધ કર? તારા શીરને નીચે નમાવ! તું મારી સામે જોવા કે ઉભી રહેના લાયક નથી, (ભગવતસીંહને) ઓ વ્હાલા ભગવતસીંહ,

સંકટમાં હાળ રૂપ થઇ પડેલા ભગવતસીંહ! તમે ખરા ક્ષત્રી છો. ? તમારો ધર્મ શું છે તે તમે સારી પેઠે સમજો છો. તે ધર્મની ફરજ બજાવવાનું કામ તમારી તરવારને તમારા મ્યાનમાંથી બહાર ખેંચી આ મહાભુતનીના મસ્તક ઉપર મુકી દો. ઇશ્વર તમને સહાય કરશે, હમણાંજ હું આ ફેલાઇ ગયેલી દૈત્યોની માયાનો નાશ કરૂં છું.

અબધુત એક ધ્યાનસ્થ થઇ જઇને પોતાના ઉપર પ્રસન્ન થયેલી દેવી શક્તીનું સ્મર્ણ કરવાથી, તે દેવી શક્તીએ તરત મહાભુતનીની માયાનો નાશ કરી નાંખ્યો. પોતાની માયાનો નાશ થયેલો જોઇ મહાભુતનીનો ચહેરો બદલાઇ ગયો અને તે થર થર ધ્રુજવા લાગી.

મહાભુતનીનાં તમામ મનનો રંગ બદલાઇ ગયેલો જોઇને, અબધુતે પોતાના ચીપીઆને જોરથી ઘુમાવીને તે રણસ્થંભ ઉપર ઠોકીને કહ્યું કે,—તારા પેટની બળતરા ઓલવી નાંખ! તારા કાળસ્વરૂપને સંતાડવાને વાસ્તે પૃથ્વીમાં અર્ધો સમાઇ જા નહીં તો હમણાં તને બાળી ભસ્મ કરી નાંખીશ.

અબધુતની અગાધ શક્તીવાળો ચીપીઓ રણસ્થંભ ઉપર પડતાની સાથેજ, તે રણસ્થંભ ગર્જના કરતો અટકી જઇને, એકદમ અડધો પૃથ્વીમાં પેસી જઇને વચમાં થંભી રહ્યો.

આ જોઇ કનકસેનનું મસ્તક ખડખડ હસીને કહેવા લાગ્યું કે, કાળનાં કર્યાં હૈયે વાગ્યાં. મહા ઘોર કર્મ કરતાં પાછું ફરીને જોયું નહીં તેનો આ બદલો તને મળી ચુકયો છે તેનો સ્વાદ ચાખ. બહુ ચઢે તેજ પડે છે.

જો! તારા મહા દુષ્ટ કૃત્યના ફળને જો? ક્યાં ગઇ તારી માયીક શક્તી! ક્યાં ગયો તારો મન્મથ! ઓ નીચ?

બોલ હવે કોનો ભોગ લેવા ઇચ્છે છે! બોલ છે કે દેવો છે.

લેવાની વાત મુકી દે પણ દેવાને તત્પર થા. હવે મારૂં પુરૂં વેર વસુલ કરવા માટે, તારા મસ્તકની સાથે મારૂં મસ્તક યુદ્ધ કરવાને કમારનું તકદીરમાં મારી રહેલું છે. એજ ઇચ્છા છે, અને તે પરીપુર્ણ કરવા માટેજ મારા મુખમાં બોલવાની શક્તી રહી થકી છે. ઓ અબધુત તે તું પુર્ણ કરજે.

ઓ અબધુત! મારા વચનોને સત્ય માનીને મહાભુતનીને તું જે શીક્ષા કરવાને તત્પર થયો છે તે બદલ તારી ઉપર પ્રસન્ન થઇને હું તને સુચવું છું કે, જે છબી કળાધરે કરણસીંહને વીરપુરના દરવાજે ટાંગવાને આપી હતી, તે છબી, અને તેની સાથે પહેલી સોનાની પુતળી, જે તારા હાથમાં આવેલી છે, તે બંને વસ્તુનો તું સત્વર નાશ કરજે. ઓ અબધુત! હવે તું સાવધ થા, મહાભુતનીના જાદુઇ પ્રયોગથી તેના મન્મથ નામના દૈત્યની ફોજ, કાળ મગરની, નાસની મહા ભયંકર તોપને લઇને આ તરફ આવવાને નિકળી ચુકી છે, તે આવે તે પહેલાં આ મહાભુતનીના મસ્તકને ઉરાડી દે.

અબધુત—ઓ મસ્તક! તેં તારો છેવટનો સમય સુધર્યો છે. તેં તારી છેવટની ઘડીને ન બગડવા દેતાં, બહુ સંભાળથી સાચવી રાખીને સુધારી છે તેથી હું તને ધન્યવાદ આપું છું કે. ઇશ્વર તારા પાપની તને ક્ષમા કરશે. અને તે ક્ષમાથી તારા આત્માને શાંતી થશે. નિર્ભય રહેજે. (ભગવતસીંહને) યુવરાજ સીંહ બહાદુરને શું જુઓ છો સમયને નિરર્થક જવા ન દેતાં, સત્વર મહાભુતનીના ધડથી તેના મસ્તકને છુટું પાડી નાંખો.

મહાભુતનીના ગરદન ઉપર પ્રથમથીજ ભગવતસીંહે તરવાર મુકી રાખી હતી, તેનો ઉપયોગ કરવાનો હુકમ થતાંજ ભગવતસીંહે પોતાની તરવાર ઉંચકી, તે જોઇને તે મસ્તકે કહ્યું કે ઓ અબધુત! ભગવત-

સીંહની તરવારથી મહાજુતનીનું મસ્તક ઉડનાર નથી, પણ તમારા હાથથી ઉડશે.

અબ્દુલ—મસ્તકના કહેવા મુજબ ભગવતસીંહના હાથમાંથી તરવાર લઇને મસ્તકને પુછ્યું કે, ઓ મસ્તક! તારા શબને અગ્નિસંસ્કાર કોના હાથથી કરાવવાની ઇચ્છા રાખે છે તે તું કહે.

મસ્તક—કલ્યાણસીંહના શબની સાથેજ, મારા શબનો અગ્નિસંસ્કાર ભગવતસીંહે કરવો, કે જેના સ્પર્શથી મારો પણ ઉદ્ધાર થશે. અબ્દુલે કહ્યું કે, ઠીક છે, તારી ઇચ્છાનુસાર કરવામાં આવશે. એટલું કહેતાની સાથે અબ્દુલે મહાજુતનીનું મસ્તક છેદી નાખ્યું.

મહાજુતનીનું મસ્તક જમીન પર પડતાની સાથે, કનકસેનના મસ્તકે, મહાજુતનીના મસ્તકની આગળ દોડતાં અટકાવીને તેના સાથે અથડાઅથડી કરવા માંડ્યું, બંને મસ્તક એકમેક સાથે જબરું યુદ્ધ કરતાં કરતાં આકાશ સુધી ઉંચે પહોંચી આકાશની પોલમાં રહેલાં કાદવમાં સમાઇ ગયાં અને તેની સાથેજ પૃથ્વીની બહાર રહેલો રણસ્થંભ પૃથ્વીમાં ગરક થઇ ગયો.

આ સમયે જે જણ મસ્તક વગરનાં શરીરો પૃથ્વી ઉપર પડેલાં હતાં, અને તેનું માંસ ખાવાને અનેક પક્ષીઓ તેના ઉપર ભમી રહેલા હતાં, તેમાંથી બેના શબને ઉપાડી અબ્દુલ અને ભગવતસીંહ તારપુરના દરવાજા આગળ મુકી આવ્યા. અને મહાજુતનીના શરીરને ત્યાં રહેવા દેવાથી માંસના ભુખ્યા પક્ષીઓ પોતાની ક્ષુધા શાંત કરવા માટે તેના શરીર ઉપર તુટી પડ્યાં.

ભગવતસીંહ—અહો પરમ પદ પૂજ્ય ગુરૂજી! આપની કૃપાથી માથે ગાજી રહેલા સર્વ ભયનો નાશ થયો છે તેની સાક્ષી આ લીલાઓ દેખી આપી રહી છે.

અબધુત—ભગવતસીંહ! હું તે ઉપમાં લાયક મુદ્દલ નથીજ હું તો એક કાંકર સરખો છું, તમારા ચર્ણની રજ છું. તેને આવી ઉપમા ઘટે! મારી કૃપાથી તે ભયનો નાશ થયેલો સમજીને મને આવી ઉપમાઓ આપી, મને મીથ્યા અભીમાની બનાવવાનું ઉત્તેજન આપવા સરખું કંઇક પણ રહેશો નહીં, તે ભયનો નાશ કર્ત્તા હું નથી કે તમે નથી, પણ તે સર્વનો મહાન પિતા છે, તેના સામર્થ્ય આગળ આપણું સામર્થ્ય કંઇ ગણત્રીમાં છે, આપણે તો આ સંસારના અલ્પ કીડાઓ છીએ. માટે તે સમર્થને સાષ્ટાંગ નમસ્કાર કરો, હજાર વાર તેના ચરણમાં મસ્તકને નમાવો તે પાર ઉતારશે! તે બચાવશે ! તે દૈત્યોના ત્રાસમાંથી મુક્ત કરશે. તેની સત્તા સબળ છે તે સત્તાવાન સત્તાધીશની આજ્ઞાનું પાલન કરો, તે પ્રમાણે વર્તો. બીજાને વર્તાવો તો તે ન્યાયવંત ન્યાયધીશ તમને ન્યાય આપ્યા વગર હરગીજ રહેનાર નથી.

ભગવતસીંહ—તે તો સમર્થનો સમર્થ છેજ, તે ન્યાયવંતને ન્યાય આપશે, તે સત્યવાદીના સત્યનું રક્ષણ કરશે. તે કાળનો કાળ છે દૈત્યનો સંહારી છે. અધર્મીઓનો નાશકર્તા છે, તેની આજ્ઞાને લોપનાર, તેના નિયમને તોડનાર, તેની મર્યાદાનો ભંગ કરનાર, ગમે તેવો બળવાન પ્રાણી હશે ગમે તેવા ક્રૂર સ્વભાવનો હશે, અને પોતાના ક્રૂર સ્વભાવથી અનેક નિર્દોષ લોકોને ત્રાય ત્રાય પોકરાવતો હશે, તેને ત્રાય ત્રાય પોકરાવનાર, અને તેના અપરાધ બદલ તેને શીક્ષા કરનાર તેજ મહાનનો મહાન જગત પિતા સમર્થ છે. તેની સત્તા આ જગત ઉપર ન હોત તો આ જગતમાં ઉત્પન્ન થયેલા મનુષ્યરૂપી રાક્ષસો આ જગતનો જગતના ધર્મનો, જગતના વહેવારનો નાશ કર્યા વગર રહેતા નહીં. સત્તા છે. તે જાણવા છતાં, મનુષ્ય રૂપી રાક્ષસો પોતાનો ક્રૂર સ્વભાવ બતાવ્યા વગર રહેતાં નથી તેનો અનુભવ આપે લીધો છે.

મારા કુટુંબ રૂપી મારા બગીચામાં જે કમળો ખીલી નીકળ્યાં હતાં તે કમળોનો નાશ કરનાર કગાધર જાદુગર છે, અને તે જાદુગર હાથથી ખીલી રહેલાં એક કમળોનો નાશ થતો અટકાવનાર આપ છો. માટેજ આપને એવી ઉપમાંથી બોલાવવામાંજ હું મારો ધર્મ સમજુ છું

અબદ્ભુત—ભગવતસિંહ ! સમય બળવાન છે,સમય સમયનું કામ કર્યા વગર રહેનાર નથી. સમયના પ્રબળ આગળ મનુષ્યના વિચારો પાણીના પરપોટા જેવા છે. જે જે આ જગતમાં ફેરફાર થવા પામ્યા છે તે તે સમયના બળથીજ. જે જે આ જગતમાં ત્રાસ ત્રાસ વર્તાવ-નારાઓનો નાશ થયો છે, તે સમયના બળથીજ, સમય શીવાય કંઈ કંઈ શકતું નથી.

પ્રીય ભગવતસીંહ ! હવે અહીંથી ચ.લો તમરા મ્હેલમાં જઇએ, અને પહેલી છબી અને પુતળીનો નાશ કરી સર્વ ફોજની તૈયારી કરી રાખીએ, કે જેથી શત્રુને વળતો જવાબ વાળવાને ઠીક થઇ પડે.

આ બંને જણુ ભગવતસીંહના મ્હેલમાં ગયા અને પહેલી છબી અને સોનાની પુતળનો નાશ કરી નાંખીને, વીરપુરના કીલ્લા ઉપર જબરા તોપો ચઢાવવાને લશ્કરના વડાને હુકમ આપી, બંને જણુ બીજી ફોજને લઇ, વીરપુરના કીલ્લા ઉપર ચઢયા અને ત્યાં તે ફોજને અનુક્રમે ગોઠવી શત્રુની રાહ જોતા ઉભા.

એટલામાં મન્મથ નામના દૈત્યની એક જંગી ફોજ ધમધાણ, મચાવતી, વીરપુર તરફ આવવા લાગી. આ ફોજના ધમધાણુથી ઉડી રહેલી રજથી આકાશ છવાઇ ગયું. અને તેની ઘોર ગંભીર ગર્જનાથી સર્વત્ર મહા ત્રાસ વર્તાઇ ગયો. પવનના વેગને અટકાવી (ન શકાય તેવા, વેગમાં દૈત્યની ફોજ ત્રાડ મારતી,આકાશ અને પાતાળને ગજાવતી

એક આંખના પલકારામાં ચપટી વગાડે તેટલી વખતમાં વીરપુરને ઘેરી લઈ વીરપુરનો નાશ કરવા માટે, વીરપુરના કીલ્લાના જંગી દરવાજાની સન્મુખ કાળ મરકની નામે જંગી તોપ મોકલી હતી તેને બચકું સ્વરૂપ-વાળો, જેનું માથું બહુ પહોળું અને ઉંચું છે, જેનું શરીર જુના થયેલા વડના થડ જેવું જાડું છે. જેના હાથ હાથીની સુંઢ જેવા લાંબા છે. જેની આંખો મ્હોટા કોઠા જેટલી મ્હોટી છે, જેમાંથી લાલ અ-ગ્ની ઝરી રહ્યો છે. તે મન્મથ નામનો દૈત્ય વાંદરાની પેઠે છલંગ મારી વીરપુરના કીલ્લાની રાંગ ઉપર ચઢી ગયો, અને જ્યાં અબધુત ઉભો હતો, ત્યાં જઈને અબધુતનો હાથ પકડી અબધુતને કહેવા લાગ્યો કે, ઓ ભંગીડા બોલ મારી જુવતી ક્યાં છે ?

અબધુત—હે દૈત્ય! તેને તેનું પાપ ગળી ગયું છે.

દૈત્ય—અંહ! તેને તેનું પાપ ગળી ગયું છે કે, તેનો તેં નાશ કરાવ્યો છે, તે સત્વર કહે. પણ જોજે બાવા તેની પેઠે તારૂં પાપ તને ગળી ન જાય ?

અબધુત—જે પાપી હશે તેને પાપ જરૂર ગળી જશેજ. તે તો તારા કરતાં ભરવાડનો છોકરો પણ સમજી શકે છે. તો પછી તું મને શું સમજાવવા નિકળ્યો છે. જરા છેટો ઉભો રહે, હાથ મુકી દેઈ પછી વાત કર.

મન્મથ—ઓ ચંડાળ! મારો ચોર હોઈને, ક્ષમા ન માગતાં, સામું મારૂં અપમાન કરે છે? ભોરીંગના દરમાં હાથ ઘાલીને, ભોરીં-ગનો તીરસ્કાર કરે છે! એક ભરવાડના છોકરા કરતાં પણ મને બેહ-સમજીને મારી અવગણના કરે છે! યાદ રાખ! બાવા હવે હાથમાં આવેલાને કેમ મુકીશ! મહાભુતનાનું વેર, તેનું જે ઝેર આ આંખમાં ભરાયેલું છે તે ખાલી કર્યા વગર તારા દાંતને કદી પણ છુટકાર નથી.

અચ્યુત—ઓ ચોરના સરદાર? ઓ ચંડાળના દીકરા? તારા જેવા ચોરીઓ, કનકાવતીનગરીના જંગલમાં કંઈક રખડે છે, તે દૈત્યોરૂપી ચોરો જગતને વિકટ રૂપ થઈ પડ્યા છે, તે જગતનાં ખરેખર શીઘ્રસ્વેચ્છ પામ્ય છે. તેના બીક રૂપ દૈત્યોથી હું ડરતો નથી. તેને નગણ્યું જાણતો નથી. અને તેના પંજામાંથી દૂર રહેવામાં મારું એક સમજું છું, માટે તું જે ઇચ્છાથી આવ્યો છે, તે ઇચ્છા પૂર્ણ કરવામાં સમર્થ હો, તો પછી મારા જેવા બાવાનો હાથ પકડવાથી તને શો લાભ થનાર છે, જેની વારી મહાદ્યુતનીને મારી હોય, તેને શોધી લે? તે તને જવાબ આપશે. પણ આ બાવો તે માટે તને જવાબ આપનાર નથી. માટે કહું છું કે ઓ દુષ્ટ દૈત્ય મારા હાથને મુકી દે.

દૈત્ય--તું બાવો નથી, પણ તું દૈત્યોની જાતીને ભ્રષ્ટ કરનાર કોઈ મ્હોટો દૈત્ય છે તેથી તેં મારા જેવા દૈત્યની સાથે બાથ બીડી છે. તેંજ મહાદ્યુતનીનો નાશ કરાવ્યો છે, તેંજ કનકાવતી નગરીને બાળી ભસ્મ કરાવી છે. તે કેવળ વિદ્યાસુંદરીને માટે, તું તે વિદ્યાસુંદરીનો પ્રેમી છે, અને તે પ્રેમ પ્રદર્શીત કરવાને માટે, બાવો બનીને, બીજાને હાથે તારી આપનારાઓનો નાશ કરાવે છે; એ તો સત્ય છે. એમાં જરા પણ મીનમેખ જેવુ હું જોતો નથી. બે લ બાવા? વિદ્યાસુંદરીના કોમળ કંઠમાં તારો કઠોર હાથ નાંખવો છે કે મારી કાળ મરદની તોપના ગળામાં હાથ નાંખવો છે.

અચ્યુત—શીયળ પાળનારી બાળાઓનાં અને ધર્માત્મા પુરુષોનાં ધર્મનો નાશ કરનારા દૈત્યોનો નાશ કરવા માટે હું બાવો બન્યો છું. હું સનાતન ધર્મનો શુદ્ધ પ્રેમી છું અને તે પ્રેમની ખાતર, સનાતન ધર્મ પાળનારાઓની ઉપર સીતમ ગુજારનાર મનુષ્ય રૂપી દૈત્યોનો નાશ કરવાને આજે બાવો બન્યો છું, માટે ઓ દૈત્ય! વિદ્યાસુંદરીના

કોમળ કંઠમાં હાથ નાંખવાનો તું અભિલાષી છું, તે અભિલાષા પૂર્ણ કરવા માટે, તારી કાળ ગરદનીનો મને ભય બતાવે છે, પણ યાદ રાખ કે વિલાસ સુંદરીનું રક્ષણ તેનું શીયળવ્રત કરશે, અને તેના તે શીયળવ્રતનો ભંગ કરવાને ઉદ્યત બનેલાઓનો ભોગ આ તારી કાળ ગરદની તોપ લેશે. માટે ઓ દૈત્ય! તું મહા પાપી હોવાથી હવે તારો ઉદ્ધાર થઈ શકે એમ નથી. તારા પ્રાણ બચી શકે એમ નથી. માટે તું સાવધ થા. તારા જોરને, તારી બાથીક માયાને ખુબ અજમાવ ? નહીં તો તારા પેટની ઉમેદ તારા પેટમાં રહી જશે, નહીં તો તારી આશા, તારા જીવમાં રહી જશે. તે આશા, તે ઉમેદ પૂર્ણ કરી લે, હવે હું તને મારી સન્મુખ ઉભો રહેવા દઈશ નહીં, માટે કહું છું કે, મારો હાથ મુકી દે ! તેમાંજ તારી શોભા છે. તેમાંજ તારી આબરૂ છે, માટે સમજી જા નહી તો ટકાના ત્રણશેર જેટલો થઈ જઈશ !

દૈત્ય—ઓ ચંડાળ ! તારા બાણરૂપી બોલ હવે હું સહન કરી શકતો નથી, તે મારી છાતી વીંધી નાખી આરપાર નિકળી ગયા છે તે તારા બાણરૂપી બોલ વિંધાવવી છાતીના ઝેરી ઘાને રૂઝાવવા માટે તારા રૂધીરનો એક પ્યાલો મને પીવા દે, તારી આંખને, મારા પગ નીચે એક વખત કચડવા દે, હવે નહી મુકુ ? મારૂં વેર લઈશ. એટલું કહેતની સાથેજ તે દૈત્ય અગડુતના અંગ ઉપર ધસ્યો, તે જોઈ અ-બધુતે તે દૈત્યના હાથમાંથી પોતાનો હાથ મુકાવી, તે દૈત્યને કમ્મરમાં-થી પકડી કીલ્લાની નીચે ફેંકી દીધો.

પ્રીય વાચક! આ વારતાનો અધુરો રહેલો ભાગ વિલાસસુંદરી ભાગ૦ એ નામની વાતામાં વાંચવા કૃપા કરશો. આ નામથી મોકલી આપવામાં આવશે. મળવાનું ઠેકાણું—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે ગુ:સોપર મણુ દરવાજા—અમદાવાદ.

સમાપ્ત.

# લંકા પતિ રાવણ કૃત

# અર્ક પ્રકાશ.

મુળ સહીત ગુજરાતી ટીકામાં આ ગ્રંથ છે. આ પુસ્તકની બરોબરી કોઈ પણ પુસ્તક કરી શકે તેમ નથી કારણ જ્યારે બીજા પુસ્તકોમાં વિધવિધ ઔષધીઓના કવાથો, ચુર્ણો, આસવો, અરીષ્ટો, ઘતો, તેલો, ગુટીકાઓ, ભસ્મો કિંવા રસ, રસાયનો બનાવી છે ત્યારે આ ગ્રંથમાં તદન નવીજ પદ્ધતિ એટલે દરેક ઔષધીનો અર્ક તૈયાર કરી તેની ચિકિત્સા કરવાની કૃતિ આપવામાં આવી છે. જાડા પાતળા સ્વરૂપમાં ચુર્ણ લેવાથી જે ફાયદા થાય છે તે કરતા વધારે ફાયદો સારી પેઠે ફુટેલા ચુર્ણથી થાય છે તેમજ ચુર્ણ કરતા કવાથો વહેલો ફાયદો બતાવે છે અને કવાથ કરતાં અર્ક તાત્કાલીક ફાયદો બતાવે છે એ વાત જગજાહેર છે. આમાં હરડેનો અર્ક, બહેડાનો અર્ક, આમળાનો અર્ક, સુંઠનો અર્ક, આદુનો અર્ક, લીંડીપીપરનો અર્ક, મરીનો અર્ક, પીપળીમુળનો અર્ક, ચવકનો અર્ક, ગજપીપરનો, ચિત્રાનો, અજમાનો, અજમોદનો ખુરાસાની અજમાનો અર્ક, જીરાનો, કાળા જીરાનો, કલોંજીનો, ધાણાનો, વરીયાળીનો, સુવાનો, લાલ મરચાનો, મેથ નો વગડાઉ મેથીનો, અસાળીયાનો, હીંગનો, વજનો, ખુરાસાની વજનો, કુલીંજનનો, મોટી ગાંઠની કુલીંજનનો, ચોપચીનીનો, ભીણીનો, મોટી ભીણીનો, વાવડીંગનો અર્ક, ઉમરનો, વાંસ કપુરનો, સમુદ્ર ફીણનો, જીવકનો, ઋષભકનો, મેદાનો, મહામેદાનો, કાકોલીનો; ક્ષીર કાકોલીનો; ઋદ્ધીનો, વૃદ્ધીનો,

જેઠીમધનો, જળ જેઠીમધનો, કપીલાનો, ગરમાળાનો, અરીઠાનો, શોખણનો, મીંઢળનો, ચારનાનો, નાગદમણનો; ગરમરનો; તેજબળનો અર્ક; માલકાંકણીનો, કઠનો, પુષ્કર મુળનો, સ્વર્ણ ક્ષીરીનો, કાકડા શીંગનો, હાથફળનો નારંગીનો, પાષાણભેદ, ધાવડીના ફુલનો; મજીઠનો, કુસુંભનો, લાળનો; હળદરનો; વગડાઉ હળધરનો, આંબાહળદરનો. એમ ઘણી ઘણી વસ્તુઓના અર્ક અને તેમનો ઉપયોગ વીગેરે છે.

લગભગ ૧૩૯ વિષયોના સ્પષ્ટીકરણ છે. એજ કાગળ સુંદર છપામણ સાથે કિં. રૂ. ૨—૦—૦ પોસ્ટ ૬ આના જુદા.

---

## નૃપતિ મદનપાલ વિરચિત

# મદનપાલ નિઘંટુ

### શુદ્ધ સરળ ગુજરાતી ભાષા ટીકા સહિત.

કોઇ પણ ઔષધિમાં શું શું ગુણદોષ રહેલા છે તે સારી રીતે જાણ્યા સિવાય જો તેનો ઉપયોગ કરવામાં આવે તો ફાયદાને બદલે નુકસાનજ થાય છે. અને તેથીજ પ્રાચીન કાળથી એક કહેવત ચાલતી આવે છે:—

निघंटुना विना वैद्यो विद्वान व्याकरणं विना ॥
अनाभ्यासे धानुष्क त्रयो हास्यस्य भाजनं ॥

નિઘંટુ ( ઔષધોના ગુણદોષ બતાવનારા ગ્રંથો ) નું અધ્યયન કર્યા સિવાય વૈદ્ય થવું, વ્યાકરણ ભણ્યા સિવાય વિદ્વાન બનવું.

પ્રેક્ટીસ—મહાવરો પાડવા સિવાય શસ્ત્રો પકડવાં એ ત્રણે જાણતો પ્રસંગ આવે હાંસીને પાત્ર થાય છે.

આ ઉપરથી માત્ર વૈદ્ય થવા ઇચ્છનારનેજ નહિ. પરંતુ કોઇ પણ રોગ માટે ઔષધ તરીકે ઉપયોગ કરવાની ઇચ્છા રાખનારા દરેક મનુષ્યને પણ વૈદકના કોઇ પણ અન્ય વિષયના ગ્રંથનું અધ્યયન કરતા પહેલાં નિઘંટુ ગ્રંથોનું અધ્યયન કરવાની કેટલી બધી આવશ્યકતા છે એ વાત આપને સ્પષ્ટ રીતે સમજાઇજ હશે.

મહાસાગરની માફક અનંત મનાતા સંસ્કૃત સાહિત્યમાં જેમ અન્ય વિષયોમાં અસંખ્ય પુસ્તકમાં છે તેમ નિઘંટુ સંબંધિનાં પણ અનેક પુસ્તકો છે. આ પુસ્તકમાં કેટલાંએક અત્યંત મોટાં તો કેટલાંએક અત્યંત સંક્ષિપ્ત છે, ત્યારે આ " મદનપાલ નિઘંટુ " સામાન્ય જન સમાજ તેમજ ચિકિત્સક ગણ એ સર્વેને એક સરખા રીતે ઉપયોગી થઇ પડે એમ હોવાથી સર્વમાન્ય છે અને તેથી હીન્દી, મરાઠી, બંગાળી વિગેરે ભાષાઓમાં તેનો સારો સત્કાર થયો છે, પરંતુ ગુજરાતી ભાષામાં તેની શુદ્ધ. સરળ ભાષા ટીકાવાળું પુસ્તક કોઇએ પણ પ્રકટ કર્યું નથી અને તેથી જો તે પ્રકટ થાય તો જન-સમાજને ઘણું ઉપયોગી થાય એમ ધારી સામાન્ય મનુષ્યોને પણ સમજાય એવી સરળ ગુજરાતી ટીકા સાથે અમારી તરફથી પ્રકટ કરવામાં આવ્યું છે. આ પુસ્તકમાં ઔષધોપયોગી સઘળાં વૃક્ષો વેલીઓ રોપાઓ, ફળો, ફુલો વિગેરે કાષ્ટૌષધિઓ સોનું, ત્રાંબુ લોઢું વિગેરે સઘળી ધાતુઓ, ઉપધાતુઓ, રત્નો, ઉપરત્નો વિગેરે ખનીજ દ્રવ્યોના ગુણદોષો વર્ણવવા ઉપરાંત ખોરાકને લગત સઘળાં અન્નો શાકભાજીઓ, માંસો મદિરાઓ, પાનને લગતા પાણી. મેસેજ ( ચંપી ).

તૈલમર્દન, દીનચર્યા, રાત્રિચર્યા વિગેરે આહાર વિહારની બાબતોના ગુણદોષ સંબંધમાં પણ જોઈતા અમૂલ્ય જ્ઞાનનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ રીતે સર્વે મનુષ્યોને હમેશાં અત્યંત ઉપયોગી લગભગ આઠસો બાબતોના ગુણદોષોનો વિચાર કરવામાં આવ્યો છે, અને તેથી આ પુસ્તક દરેક મનુષ્યના ઘરમાં હોવું આવશ્યકીય છે. કિંમત પાકું પુઠું અને ગ્લેજ કાગળવાળી પ્રતિના, રૂા ૩) ત્રણ અને પાકું પુઠું પરંતુ રફ કાગળવાળી પ્રતના રૂ. ૨ાા) અઢી. પોષ્ટેજ આના આઠ જુદા.

---

# ભવિષ્ય ફળ.

## નવા વર્ષનો તેજીમંદીનો વર્તારો

આમાં ચૈત્રી સં. ૧૯૮૪ શાકે ૧૮૪૯ ની સાલનું ભવિષ્યફળ કે જેમાં રૂ, સુતર, અફીણ,ચાંદી, ઘઉં. અળશી, સરસવ, તલ, કલથી ગોળ, ચોખા, સોનુ, રૂપુ વગેરે દરેક વસ્તુની તેજીમંદી તારીખ વાર બતાવેલી હોવાથી વ્હેપારીયોને બહુજ ઉપયોગી છે. પ્રત્યેક નવા નવા વર્ષનું ભવિષ્યફળ એક મહિના અગાઉ એટલે ફાગણ માસમાં તૈયાર કરવામાં આવે છે. કિં. ૦-૬-૦ વિ. પી. થી ૦-૧૧-૦.

મળવાનું ઠેકાણું

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે. બુકસેલર.

ત્રણ દરવાજા. અમદાવાદ.

# અમૃતસાગર.



જોધપુરના મહારાજા મહારાજા પ્રતાપસીંહજીએ ઘણા વૈદ્યો બોલાવી આ પુસ્તક પોતાની દેખરેખ નીચે તૈયાર કરાવેલા હોવાથી પ્રત્યેક માણસને તે ઘરમાં રાખવાની ખાસ જરૂર છે અને તેઓ આ પુસ્તક અમૃતસાગર અથવા પ્રતાપસાગર એમ બે નામથી પ્રસિદ્ધ છે. પુસ્તક ઘણું સરળ અને સુલભ છે. ગ્લેઝ ઉંચા કાગળ પાકું પુંઠું કિં. રૂ. ૪ પોસ્ટેજ ૮ આના જુદા.

**યોગ ચીન્તામણી**—આ ગ્રંથ જૈનાચાર્ય શ્રી હર્ષકીર્તીએ વૈદકના પ્રાચીન ગ્રંથોનું દોહનકરી રચેલો છે જેથી તેના દરેક ઉપાયો રામબાણ અને અત્યંત લાભદાયક છે. આમાં નાડી, મૂત્રપરીક્ષા, રોગજ્ઞાન, પાક બનાવવાની રીત, ચૂર્ણ, ગુટીકા, કવાથ, તથા તૈલાદી વિષયો તથા ગંધક, પારો, ચાંદી, સોનું, લોહ, તાંબાદી શોધન મારણના ઉપાય, લેપ, મલમ, આસવ, ડામનાપ્રકાર, આદી ઘણા અકસીર ઉપાયો આપવામાં આવેલા હોવાથી આ વૈદકનો સર્વોત્કૃષ્ટ ગ્રંથ છે.

રૂા. [illegible]

ધર્મ વિજય પ્રિન્ટીંગ પ્રેસ, લાખુપોળ, અમદાવાદ.